ધર્માદાના કામ માટે

કીંમત ૦-૦-૬.

# સદવંત:

કર્તા

તથા પ્રકાશક

મદ્યનિષેધક સ્વયં-સેવકો.

અમદાવાદ.

પ્રત ૧૦૦૦ સને ૧૯૦૯

હિતેચ્છુ પ્રેસ, ખાડીયા—અમદાવાદ.

# સદેવંત.

## પ્રકરણ ૧ લું.

આજે ગરબાચૌદશનો એટલે આસો માસની શુદ ચૌદશનો માંગલીક દીવસ હતો. આ સમયે રાત્રી પડી હતી. રાત અજવાળી હતી છતાંએ કેટલાક દુષ્ટ પુરૂષોએ આ વખતે અઘોર કાળાં કામ કરવાના મનસુબા કર્યા હતા. પાપીઓનાં હૃદય કાળાં તથા મલીન હોય છે તેથી તેમને તો સારો અને તહેવારનો દિવસ પણ કાળાં અને મલીન કર્મ કરવામાં ગાળવો પસંદ પડે છે. ભદ્રા નદી સ્વચ્છ અને નિર્મળ પાણીથી ખળખળ અવાજ કરતી વહ્યાં કરતી હતી. નદીના જમણા કિનારે શહેરથી કેટલેક દુર એક માતાનું મંદીર આવી રહ્યું હતું આ મંદીરની ખ્યાતી ઘણા જુના વખતથી ચાલી આવતી હતી અને મકાન જો કે ખંડેર જેવું હતું, એકાંતમાં હતુ છતાંએ આ મંદીરમાં શહેરના શ્રદ્ધાળુ અને ભાવીક જનો રવીવારે, મંગળવારે તથા માતાના તહેવારના દિવસોએ મોટી સંખ્યામાં આવતા જણાતા હતા. સાયંકાળના સમયથી આ માતાના મકાનની ઓરડીઓમાં કાંઈક ધમાલ ચાલી રહી હતી. કેટલાક યુવાન, સફરી, ઉસ્તાદોએ અહિં ઉજાણી કાઢી હતી. માતાજીનો આજ મોટામાં મોટો તહેવાર હતો એટલે "આ" આનંદમાં

રાત્રી ગુજારવા આવેલા સ્હેલડ જુવાનોએ પુષ્કળ ખરચ કરી જાતજાતની મીઠાઇ, જાતજાતનાં પાન, (પીવાની ચીજો) વીગેરે ઘણી સામગ્રી આણી હતી. ખાઇ પી તૈયાર થયા પછી દરેક જુવાન અરસપરસ જુગાર ખેલવામાં રોકાયા. ધમધોકાર રીતે જુગાર ચાલે છે, નીશા ચઢયા છે, એટલે તેઓને પોતે ક્યાં છે, શું કરે છે, સમય કેટલો થયો છે તેનું ભાન રહ્યું નથી. તેમાંથા એકે બીજાને કહ્યું—સદેવંત ચાલો હવે લગાર નદી કીનારે પેલા ગણેશઆરા તરફ ફરીએ. હજુ આપણે જે કારણથી ખાસ આવ્યા છીએ તે માટે કાંઇ કર્યું નથી હવે મેળો વીખરાવા આવ્યોછે. કોઇ એકલ ડોકલ હશે તેને ઉપાડી લાવીશું. વખત પણ ઠીક છે. શીકાર બરાબર મળશે. કેયમ પીરૂભાઈ હવે જવાની તૈયારી કરીશું.

સદેવંત—ચાલો હાજી. બરાબર છે પીરૂ ચાલો સઉ ગણેશઆરા તરફ જઇએ; નારણ ચાલ. આ પ્રમાણે સઉ દોરતો ગણેશઆરા તરફ જાય છે. ગણેશઆરો તે શહેરના બધા આરાઓમાં મુખ્ય હતો અને શહેરની બધી વસ્તીને આ આરો નદીએ આવવા સુગમ પડતો. સઉ મિત્રો આ આરે આવી પાસેની એક વાડીમાં બેઠા. વાડીની એક બેઠક જે નદી તરફના રસ્તે હતી તેમાં તેઓ ચુપકીથી સંતાયા, ત્યાં થઈ કોઇ જતું આવતું નથી, તેઓ સઉ પોતાને નીરાશ થયા માનવા લાગ્યા. એટલામા કર્મસંજોગે કોઇ નાની જુવાન સ્ત્રી આ રસ્તે આવતી આઘેથી દેખાઇ. પાપીઓ આ સ્ત્રીને દેખી સજ્જ થયા. બેઠક પરથી નીચે ઉતરી સ્ત્રીને જવાનો રસ્તો રોકી ઉભા. તેણી એકલી હતી તેનું કારણ એમ હશે કે કદાચ તેનાં સગાંવહાલાંથી વીખુટી પડી ગઇ હશે કે, રસ્તો ભુલી હશે કે કદાચ કોઇ તેની સાથે હશે તે તેને ફસાવી એકલી મુકી જતું રહ્યું

હશે. આ સ્ત્રી તેના રૂપ તથા ચહેરાથી અને તેની વીવેકભરી ચાલથી તે કોઇ ઉચા કુટુંબની હશે તેમ માલૂમ પડતું હતું. જેમ જેમ સ્ત્રી પાસે આવી તેમ દુષ્ટો હરખાયા અને પોતાનો નીચ મનસુબો પાર પાડવાને દ્રઢ થયા. સ્ત્રી બીચારી પોતે એકલી હતી તેથી સોડીયું વાળી ઉતાવળે પગલે ચાલી જતી હતી. દુષ્ટો તેણીને છેક નજીક આવેલી જોઇ તેની ચારે તરફ વીંટાઇ વળ્યા સદેવંત તે સ્ત્રીની છેક પાસે જઇ બોલ્યો—"હે સ્ત્રી તું કોણ છું? અત્યારે અહીં કેમ આવી છું? તું એકલી કયાં ચાલી જાય છે? શહેરના દરવાજા બંધ થઇ ગયા છે, અને તારે અહીંથી તહીં ભટકાવું પડશે તો તું અમારી સાથે ચાલ. અમે અહિંયાં પાસેજ રહીએ છીએ અને સવારમાં તને નિર્ભય રીતે જવા દઇશું. અહીં કોઇ તારો બેલી નથી. તારે વશે કે કવશે અમારૂં માનવું પડશે. માટે બરાબર વીચાર કરી અમારી સાથે આવવું છે કે કેમ? તેનો હા કે ના જવાબ આપ". બીચારી સ્ત્રી એક તો નાની ઉમરની હતી તથા ઉંચા કુળની હોવાથી આ દુષ્ટોને જોતાંજ થરથર ધ્રુજતી હતી અને જ્યારે તેણે પેલા દુષ્ટને આ પ્રમાણે વચન કાઢતાં પોતાની છેક સામે ઉભેલા જોયા ત્યારે તે ગળગળી થઇ ગઇ; અને થોડી વાર તો તેનાથી બોલી શકાયું પણ નહિ. પણ જ્યારે માણસજાતમે તેની જાત અગર આબરૂપર આવી જાય છે ત્યારે તે કોઇનાથી ડર ખાતી નથી; તેમ આ સ્ત્રી પણ પેલા દુષ્ટોની નીચ માગણી સહન કરી શકી નહિ. દુષ્ટો તરફ તીરસ્કારની નજર ફેંકી તે ગુસ્સાથી અને મોટા અવાજે બોલી—"દુષ્ટો હું કાંઇ જેવીતેવી સ્ત્રી નથી; હું ઉંચા કુળની છું અને મને મારા કુળનું અભીમાન છે તમે તો શું પણ તમારા જેવા હજારો દુષ્ટો આવીને ઘેરી લે

છતાં પણ હું મારી આબરૂ સાચવી રાખવાને શક્તિમાન છું. મારૂં મોત થશે છતાં હું તમારી માગણી નહિ સ્વીકારૂં." તે સ્ત્રીનાં આવાં વચનો સાંભળી સદેવંતે તેના દોસ્ત તરફ જોઇ કહ્યું–"પીરૂ ભાઇ શું જોઇ રહ્યો છું ચાલ તેનું વસ્ત્ર ઝાલ, અને ના માને તો તું અને નારણ મળી તેને ઉચકી લઈ વાડીમાં લેઇ જાઓ પછી ત્યાં જોઇશું કે તે તેની આબરૂ કેવી રીતે સાચવી રાખે છે?" એટલામાં નરોતમ બોલી ઉઠયો–"પીરૂ એ તો એમજ; રાંડની જાત ને વળી; સીધું નહિ માને એતો, વાંકો રસ્તો લેઇશું ત્યારેજ માનશે." ત્યાર પછી પીરૂએ તેના સાળુનો પાલવ ઝાલ્યો અને જેવો ખેંચવા જાય છે એટલામાં પેલી સ્ત્રીએ તેની છાતીમાં જોરથી ડાબા પગથી લાત મારી. પીરૂને દારૂનો નીશો અતિશય ચડયો હતો એટલે તેનું ભાન ઠેકાણે નહતું અને તેથી લાત વાગતાં તરત જમીન પર અ– – –બે –રં – –ડી કરતો ચતાપાડ પડયો અને બેભાન થઇ ગયો. પીરૂ પડયો એટલે નરોતમે બીજી બાજુથી તે સ્ત્રીનો સાળુ ખેંચ્યો અને હવે તો પોતાની આબરૂ નહિજ રહે એમ ધારી તે સ્ત્રીએ એક કારમી ચીસ નાંખી "અરે કોઇ ધાજો રે ધાજો. આ દુષ્ટો એક રંક અબળાની આબરૂ લે છે, માટે કોઇ અનાથનો બેલી હોય તો બચાવજો રે બચાવજો", આવો એકાંત સ્થળમાં રાતના વખતે આવી કારમી ચીસ પાડનાર કોણ હશે અને તેની શી ગતી થતી હશે? તે વીચારતાં નદીની બીજી બાજુએ કોઇ વીર પુરૂષ સ્વાર ફરતો હતો તે એકદમ દોડી આવ્યો. દુષ્ટોને દારૂના નીશાંમાં ભાન હતું નહિ તેથી સટકી જવાનું સુઝયું નહિ પણ ઉલટા પેલી સ્ત્રીને સતાવતા હતા. પેલો વીર પુરૂષ આધેથીજ આ રચના જોઇ સમજી ગયો અને જેવો તે છેક પાસે

આવ્યો એટલે તેણે પાછળથી નરોતમના બરડામાં એક શેરબંદ ઝાપટ્યો નરોતમ ઓચિંતો ઓ બાપરે — — કરી , માતાના મંન્દીર તરફ નાઠો. આ વીર પુરૂષ જો એક ઘડીક મોડો આવ્યો હોત તો તે સ્ત્રીની આબરૂ લેવામાં પેલા દુષ્ટો પાર પડત અગર પેલી અબળાએ જેમ તેણે આગળથી નક્કી કર્યું હતું તેમ દાંત તળે જીભ દબાવી પોતાના પ્રાણ કાઢી નાખ્યા હોત. પણ પ્રભુ અનાથનો બેલી છે, તે સતપુરૂષોને તેમનાં સારાં કામ માટે ફળ આપે છે; તેમજ એ પ્રભુ દુષ્ટોનો વેરી છે, દુષ્ટોને તેમનાં દુષ્ટ કામ માટે શીક્ષા કર્યા વગર રહેતો નથી. પોતાની મદદે આવેલા વીર પુરૂષને જોઇ પેલી સ્ત્રીને પણ હીંમત્ત આવી પેલા દુષ્ટો તો બાજી હાથમાંથી ગઈ સમજી એક પછી એક નાસી છુટ્યા. અબળાને બચાવનાર પુરૂષે તે સ્ત્રીથી દુર ઉભા રહી તેને ધીમેથી કહ્યું—"હે બેન તું કોણ છું? આ આપત્તિમાં કેમ આવી પડી? ગભરાઇશ નહિ. દુષ્ટોને મેં નસાડ્યા છે અને તેથી ત્હારે હવે કાંઇ ભય રાખવો નહિ. બેન તું મારી દીકરી જેવી છે, તેં મને ઓળખ્યો, હું આ નગરનો પ્રધાન છું. બેન (પ્રધાન ઘોડા ઉપરથી ઉતરી ગયો અને પછી કહે છે.) મારી આગળ દરવાજા તરફ ચાલ, હું તને ત્યાંથી સીપાઈઓ સાથે તારે ઘેર નીર્ભય રીતે મોકલી આપું. પછી પ્રધાન તે સ્ત્રીને દરવાજાની અંદર મુકી આવ્યો; પછી પાછો ઘોડાપર ચડી હથીયાર સજ કરી જે દિશામાં પેલા દુષ્ટો નાઠા હતા તે દીશામાં ઘોડાને પુર વેગમાં દોડાવી ચાલ્યો ગયો. હવે પેલા દુષ્ટો જે પ્રધાનને દેખતાં નાસી ગયા હતા તે હરીઆરે આવેલા માતાજીના મંદીરમાં ભેગા થયા હતા પ્રધાન તેમનાં પગલાં શોધતો અહીં આવી પહોચ્યો. પ્રધાનને ત્યાં આવી પહોંચેલો દેખી

દુબ્ઝો ગભરાયા. પ્રધાન માતાના મકાનની વાડના ઝાંપામાં પેસવા જાય છે કે તેની છાતીમાં ઓચિંતુ સામી ઝાડીમાંથી આવેલું એક તીર વાગ્યું, તીર વાગતાંજ તે ઘોડા ઉપરથી ઢળી પડયો. તીર તેની છાતીમાં વાગવાથી લોહીની ધાર છુટી અને અતીશય લોહી વહેવા લાગ્યું, તેનામાંથી બોલવા ચાલવાની શક્તી જતી રહી; છતાંએ બેઠો થવા જાય છે એટલામાં તેને પીરીયાએ ગળામાં છરી મારી. છરી ગળામાં વાગી કે તરતજ પ્રધાનનો પ્રાણ ગયો. પાપીઓએ જે પ્રમાણે મસલત કરી હતી તે પ્રમાણે તેમણે તેમની ઉમેદ પાર પાડી. સદેવંતના કહેવાથી શીવાભીલે તીર માર્યું હતું. હવે પાપીઓએ પ્રધાનના મડદાને કયમ કરવું તેનો વીચાર કર્યો; બધાના વિચારથી એમ ઠર્યું કે મડદાને તેનાં લુગડાં ઉતારી નાંખી ફાળીઆમાં વીંટી નદીમાં નાખી દેવું. નારણે શીવાએ અને નરોતમે પ્રધાનના મડદાને ઉચક્યું અને માતાની પાછળ જઇ ભેખડો ઉપરથી મડદાને નીચે ગબડાવી મુક્યું અને આ શબને પવિત્ર ભદ્રા નદી પોતાની છાતી ઉપર આશરો આપી રમત કરતી લેઇ ચાલી.

---

# પ્રકરણ ૨ જું.



લગભગ આજથી પાંચસેં વરસ ઉપર હાલ જેને આપણે દક્ષીણ દેશ કહીએ છીએ તે પ્રદેશમાં એક ભદ્રપુર નામનું સુંદર નગર આવી રહ્યું હતું. દક્ષિણ બાજુથી નગરને ભેટતી ભદ્રા નદી સ્વચ્છ અને નીર્મળ જળથી નીરંતર આનંદથી વહ્યાં કરતી હતી. ભદ્રપુર રાજાની રાજ્યધાનીનું નગર હોવાથી વીશાળ, ભવ્ય તથા મનોહર હતું. નગરમાં રાજાના મ્હેલો, સુંદર બાગ બગીચા, તાલેવરોની હવેલીયો, શાકનાં કાપડનાં ચૌટાં, નીશાળ કચેરીઓ વીગેરે જોવા લાયક સ્થળો આવી રહ્યાં હતાં. ગામમાં હીંદુઓની તેમજ મુસલમાનોની વસ્તી પણ હતી. આ બંને કોમો એકબીજાની સાથે હળીમળીને ચાલતી હતી અને ન્યાય પ્રવીણ રાજાએ કેટલાક મુસલમાન ભાઇઓને પોતાની નોકરીમાં દાખલ કર્યા હતા. રાજા શુદ્ધ ક્ષત્રીય જ્ઞાતીનો હતો અને તેના નામ પ્રમાણે ખરેખરા મહાન હરીચંદ્ર સત્યવાદી જેટલોજ તે પ્રમાણીક અને સત્યવાદી હતો. વળી તે સર્વ વિદ્યાકળામાં પણ નીપુણ હતો. રાજાનો મ્હેલ નદીના કીનારાપર એક ઉચી જગાપર આવી રહ્યો હતો અને મ્હેલના પાછલા ભાગની બારીઓ નદીમાં પડતી હતી. મ્હેલની ડાબી બાજુએ થોડેક દુર એક સુંદર આરો બાંધવામાં આવ્યો હતો. રાજાના નામ ઉપરથી આ આરાનું નામ હરી આરો હતું. નોકર ચાકરો અને સીપાઇઓની ઓરડીઓ જમણી બાજુએ આવી રેહી હતી. રાજાની કચેરીઓ વીગેરે આ બાજુએ હતું. રાજા પોતે મહેલના આગલા ભાગમાં રહેતો અને પાછલા ભાગમાં તેણે પોતાના પુત્રને રાખ્યો

હતો. કુંવરની ઉમર આશરે પચીસેક વર્ષની હતી અને તેને રાજાના કુળ પ્રમાણે સારી જગાંએ એક સુંદર રાજ્યકુંવરી સાથે પરણાવવામાં આવ્યો હતો. યુવરાજનું નામ સદેવંત હતું, અને પોતાના નામ પ્રમાણે આ કુંવર સ્વરૂપવાન તથા મનોહર હતો. એક દીવસે કુંવર સદેવંત બપોરનો જમી રહ્યા પછી પોતાના દીવાનખાનામાં પોતાના મીત્રો સાથે વાતોના ગપાટા મારતો હતો; એટલામાં બ્હારથી તેને કોઇ પટાવાળાએ બુમ પાડી અને થોડીવાર પછી તેના ઓરડામાં કોઇ ચાકરે આવી એક પરબીડીયું આપ્યું. આ પરબીડીયું ફોડતાં તેમાંથી નીચેનો પત્ર નીકળ્યો.

પ્રિયકુમાર—

આજે ગરબાનો દીવસ છે માટે તમને જણાવવાનું કે આજે તમારે એકલા યા કોઇને સાથે લઇ રાત્રે નદી કીનારે સ્ત્રીયોના મેળામાં જવું નહિ. મેં શહેરમાં હુકમ ફેરવ્યો છે કે મેળા દરમીયાન કોઇ પુરૂષે બહાર નીકળવું નહિ. આ હુકમનો ભંગ જો તમારા તરફથી થશે તો તમને બમણી સજા કરવામાં આવશે, માટે બ્હાર નીકળવું નહિ. બ્હારનાં કાર્ય હોય તે સૌ મુલતવી રાખવાં.

| | |
|---|---|
| સીકકો | મહારાજાધિરાજ<br>શ્રીમન. |

કુંવરે આ પત્ર વાંચી પછી ઉદાસ થઇ તે પોતાના મિત્ર હાજીના ખોળામાં નાંખ્યો. હાજીએ પત્ર વાંચી કહ્યું "ભાઇસાહેબ આજની રાતતો આપણીજ કહેવાય વળી આજ તો આપણાથી ગયા વગર ચાલે શું આગળથી બધી નકી કરેલી ગોઠવણો રદ

જશે. જો આજ ના જઈએ તો અરે પછી આખા વરસ સુધી બીજો આવો લાગ ક્યારે આવે એમ છે, ભલે રાજાજીએ હુકમ કાઢયો. આપણે તેમને ખબર નહિ પડે એવી રીતે આપણું ધારેલું કામ પાર પાડીશું. સરીયાન રસ્તા ઉપર કે શહેરમાં ઉભા રહીશું ત્યારે તે. નારણે ભાઇડાએ કહ્યું છે અને નરોતમે કબુલ કર્યું છે તેમ માતામાં જઇશું; અને ત્યાંજ. રાત ગાળીશું. ઉજાણી પણ ત્યાંજ રાખી છે. મને લાગતું નથી કે ત્યાં સુધી રાજાજી અગર કૃષ્ણરાય (પ્રધાન) તપાસ કરવા આવી શકે, અને કદાચ આવશે તો આપણને ક્યાં નાસી જતાં વાર લાગવાની છે; અને વળી આપણે ક્યાં મેળામાં જવાના છીએ. આપણે આપણી જુદી ઉજાણી કાઢી છે કહીશું. નારણે અને નરોતમે બધી તૈયારીયો કરી મુકી હશે એટલે કુંવરજી તમે નહિ આવો તોયે અમેતો જવાના. ઉજાણી થઇ રહેશે એટલે વાડીમાં આવી બેસીશું. વળી શીવા ભીલની વહુ શ્યામલીને પણ લાલચ આપી. ફોડી છે તેથી વાડીમાં આવતી જતી કોઇ સ્ત્રીને ફસાવી પાડશે.” હાજીએ બીજું આવું ઘણું ઘણું કહી કુંવરને ત્યાં તેમની સાથે જવાનું મન થાય એમ લલચાવ્યો. પછી કુંવર કાંઇ ઉંડો વિચાર કરી બોલ્યો. હાજી, જાવ અમારાથી કાંઇ તમારૂં બોલ્યું ઉથાપાય તેમ છે. યાર તમે બધા દોસ્તો જાવ અને જલસાંપાણી કરો અને મારાથી અહિં પડી રહેવાય. હાજી એમ નહિ બને. તમારો દોસ્ત સદેવંત હમેશાં તમારી સાથે આવવાને તૈયારજ રહેશે. સદેવંત તેના દોસ્તોને માટે ગળું આપવાને પણ ડર ખાશે નહિ. રાજાજીના હુકમ માટે જોઇ લઇશું અને પ્રધાનજી માટે તો મને તેનાપર ઘણાં દીવસનું વેર છે એટલે ખુલ્લી રીતે સામે થઇ જતાં વાર નહિં લાગે. હાજી વખતનાં વાજાં વખતે વગાડીશું. હાજી—

કુંવરજી આપની વાત સત્ય છે. કૃષ્ણરાય ગમે તેટલા પણ આપના નોકર. તે સમસ્ત પ્રજાના—અમારા જેવાના ઉપરી પણ કાંઇ તમારા નહિ. જ્યાં સુધી તમારી એના ઉપર મહેરબાની હશે ત્યાં સુધી તેનાં રોટલાં પાણી છે. સામો આવશે અને રંગમાં ભંગ પાડશે તો પછી જંગ કરી તેનાં હાડકાંનો ભંગ કરતાં આપનો હુકમ હશે તો આપના દોસ્તોને નહિ આવડે.? (કુંવરના કાનમાં જઈ કહે છે) શીવા ભીલને તીરકામઠું સાથે રાખવાનું કહ્યું છે.) નહિ, કારણ "ચેતતો નર સદાય સુખી." વખત છે શું થયું ને શું ના થયું—કોણ જાણે છે તે. સદેવંતજી આવા કામમાં પીરભાઇ પણ પણ પાછો પડે તેમ નથી.

કુંવર—હાજી જાવ ત્યારે જાવ. બસ શીર જાય તોયે ત્યાં જવું એવો મેં ઠરાવ કર્યો છે. હાજી લે આટલું લેતો જા. (કુંવર તેને એક દારૂનો પ્યાલો આપે છે, પોતે પણ એક પીએ છે. પછી હાજી જાય છે.) કુંવર હાજીના ગયા પછી નદીના પાણી તરફ આરામ ખુરશીમાં પડી જોઇ રહ્યો. અને આજ રાત્રે માતામાં જવાનું ઠર્યું તે સબંધના વીચારમાં પડયો.

વાંચનાર, અહિં તને નવાઇ લાગશે કે સદેવંત જેવા રાજકુમારને આવા નીચ મીત્રોની સોબત કયાંથી થઇ હશે. રાજા આવો પ્રમાણીક, ન્યાયી નીતીમાન્ સત્યવાદી વીગેરે સદ્‌ગુણોથી ભરપુર હતો અને કુંવર આવા નીચ છંદમાં શી રીતે પડવા પામ્યો હશે. ભાઇઓ, "સોબત તેવી અસર" એ નીયમ પ્રમાણે તેને આ સોબતનાં ફળ મળ્યાં હતાં. નાનપણમાં તેને પ્રધાનના પુત્ર સાગર સાથે મીત્રાઇ થઇ હતી પણ જેમ જેમ તેની ઉમ્મર વધતી ગઇ તેમ

તેમ તેને હલકા લોકની ઓળખાણ થઇ, પછી મીત્રાઇ વધી, અને છેવટે આ મીત્રતાના ફળ તરીખે તે જુગાર રમતાં, દારૂ પીતાં અને અનીતીનાં કામ કરતાં શીખ્યો હતો. દારૂનું વ્યસન એવું છે કે તે દીવસે દીવસે વધતું જાય છે, દારૂની તરસ કદી છીપતીજ નથી. દારૂ પીનારને દારૂ વગર ઘડી પણ ચાલતું નથી. તેમને એક ઘડી દારૂ ના મળે તો ટાંટીઆ ઘસવા પડે છે નીચ લોકોને તે લાવી આપવા ખુશામત કરવી પડે છે. દારૂ પીવાંમાં સદેવંત તેના મીત્રો કરતાં પણ વધી ગયો હતો. તેઓ તો ગરીબ હતા એટલે નીયમસરજ, પૈસા પહોંચતા ત્યાં સુધીજ લેતા પણ સદેવંતને તો જોઇએ તેટલો મળી શકે એટલે એક દીવસમાં કોઈ વાર આખી બાટલી પણ ખલાસ થઇ જતી. આ બાબત રાજાજીને એક બે વાર છાની ખબર પડી હતી, અને તેને તે માટે સખત ઠપકો પણ મળ્યો હતો. દારૂની લતથી ઘણીએ વાર તેણે પોતાની આબરૂ ગુમાવી હતી. એક વખતે નદી તરફ પડતી બારીએ સંધ્યાકાળના વખતે નીશો કરી ચકચુર બની નદીનું પાણી જોતો ઉભો છે તેની ખબર ના રહી તે એચી તો હા દોસ કરતા બારી બહાર ઉછળ્યો અને હા હા ........કરતો હસતો હતો એવામાં ત્યાંથી છટકયો તે ગયો છેક નીચો અને નદીના વ્હેતા પાણીમાં પડ્યો. જો આ વખતે નીચે પાસેના આરા ઉપર કોઇ સિપાઈ ના હોત તો બેશક તેનું બેભાન શરીર પાણીમાં તણાતું ચાલ્યું જાત પણ તે સીપાઇએ તે કુંવર છે એમ જાણતાંજ પાણીમાં છલંગ મારી અને મડદું ખેંચી કાઢયું. અને તેને આરાપર નાંખી શરીરમાંથી પાણી કાઢી નાંખી કેટલીક સારવાર કરી ત્યાર પછી તેને ભાન આવ્યું અને તે જાગ્યો એક બે બીજા સીપાઇઓ આવી તેને તેના મહેલમાં નાંખી આવ્યા. વળી

એક બીજી વખતે પણ આ પ્રમાણે બન્યું હતું. એક વખતે સદેવંત બરાબર ચકચુર બની સાંજના વખતે જંગલમાં શીકાર કરવા સારૂ અસ્વાર થઈ એકલો જંગલોમાં ઉપડી ગયો. આજ તેણે નીશો ઘણોજ કર્યો હતો એટલે તેને નહિ જેવું ભાન હતું. માર્ગમાં એક વાડ કુદવાની આવી, તે વાડ કુદાવતાં ઘોડાને પગમાં વાગ્યું અને તેથી તે આગળથી એકદમ ઉંચો થઇ ગયો; આથી સદેવંત ઘોડાપરથી નીચે કાંટાવાળી વાડમાં પડ્યો. શરીર બેભાન હતું તેથી પોતે કયાં પડ્યો તેની જાણ પડી નહિ. ઘોડાને તો વાગ્યું તેથી તે તેના અસ્વારને મુકી જંગલમાં કયાંઇએ એકલો નાસી ગયો. થોડી વાર પછી આ રસ્તેથી કોઇ ગાડાવાળો જતો હતો તેણે કુંવરને આવી દશામાં પડેલો દીઠો; તેને જોતાં તેના ઉપર દયા આવી; તે વીચાર કરવા લાગ્યો, અરરર દારૂ પીનારાઓની કેવી દશા થાય છે આ કુમળો રાજકુંવર કહેવાય છતાં એ કાંટાવાળી વાડમાં કયારનો એ પડી રહ્યો હશે. અત્યારે આને કોઇ મારી નાંખી તેનાં શરીર ઉપરનાં કીમતી લુગડાં ઘરેણાં ઉતારી લેઇ જાય તોએ એને ખબર પડવાની છે અરેરે તેની કેવી નીરાધાર, કેવી દયાજનક સ્થીતી છે. ગાડાવાળાએ પછીથી તેને પોતાના ગાડામાં નાંખી શહેરમાં લઇ જઇ રાજાજીને સ્વાધીન કર્યો. અહા, દારૂ પીનારની કેટલી ગેરઆબરૂ થાય છે ભાઇઓ દારૂ પીવાથી માણસ જાતને કેટલાં કેટલાં નુકસાન થાય છે તેનો વીચાર કરો. દારૂ શરીરમાં ગયા પછી પણ ઝેરનું કામ સારે છે, ઝેર તો સારૂં કે એકદમ મારી નાંખે છે પણ આ દારૂરૂપી ઝેર તો પીનારને રીબાવી રીબાવી, તેનો પૈસો ઉડાવી નંખાવી, શરીરના લોહીનું પાણી કરી નાંખી આબરૂમાં અંગારા મુકી, તેનો અંત લાવે છે. આંધળાઓ, (દારૂપીનાર)ને ખબર

પડતી નથી કે આ દારૂ પીવાની લત ઘરબાર વેચાવશે, છોકરાંને ભુખે મારશે, અને આ દેહને કોઇ જગાએ કોઈ વખતે ઓચીંતો કમોતે અંત લાવશે. એક લેખક કહી ગયો છે કે:—

### છપ્પયવૃત.

દારૂ પીધે પ્રાણ, બુદ્ધિ તારી નીચ બનશે,
દારૂ પીધે પ્રાણ, કાયા વળી તુજ ગળશે;
દારૂ પીધે પ્રાણ, મુખ તુજ ખુબ ગંધાશે,
દારૂ પીધે પ્રાણ, હડધુત હડધુત થાશે;
દારૂ પીધે પ્રાણીયાઓ, વીશ્વાસે નવકો ધરે
સલાહ કોઇ પૂછે નહિ, અમયો તું અથડી મરે.

વળી એક કવી કહી ગયા છે કે:—

### ઉપજાતીવૃત.

સુરા તમે ના દીન કોઇ પીશો, ભલે ગમે તો વિષપાન લેજો;
સુરા તમારૂં ધન લુંટી લેછે, અને અચીંતો તમ પ્રાણ લેછે.
ઇચ્છો ભીખારી કદી તો થવાનું, અને જગે જૈ ભીખ માગવાનું;
તેમી ઘડીએ મધુપાન લેજો, અને તમારૂં ઘર બાળી દેજો.

### માલિનીવૃત.

અસુર સમ સુરાની શું ભરો લાલ પ્યાલી,
તન મન ધનથી તો રે થશો એમ ખાલી;
અધીક અધીક તેથી દેશની પાયમાલી,
નહિ નહિ સુખ પાસો, એ પથે મિત્ર ચાલી.

વાંચનાર, વારતા કહેતાં આપણે દારૂથી થતા ગેરફાયદા બતાવવા ઉતરી પડ્યા તો હવે પાછા ચાલો પેલાં માતાના મંદીરમાં જ્યાં પેલા દુષ્ટ મીત્રોની ટોળી ભરાઇ છે ત્યાં શી બીના બની તે તપાસીયે.

---

## પ્રકરણ ૩ જું.



પ્રધાનના મરણવશ થએલા શરીરને નદીમાં ફેંકી દઇ પેલા ઉસ્તાદોની ટોળી હવે પોતે શું કરવું તેનો વિચાર કરવા લાગી. પાછલી રાતનો એક પ્હોર ગાળવા તેઓ માતાના પુજારી નારણ ભટડાની ઓરડીમાં સુઇ ગયા. કોઇને બરાબર ઉંઘ આવી નહિ, પોતે જે નીચ કાર્ય કરી પરવાર્યા હતા તે સબંધી વિચાર કરવા લાગ્યા. પરોઢીયું થયું એટલે દરેક જણ એક પછી એક જુદે જુદે દરવાજે જઇ શહેરમાં પેસી ગયા; અને કોટવાળે તેમને રાજકુંવરની સાથે હતા એવો જવાબ આપ્યો એટલે વધારે પછપુરછ કર્યા વગર શહેરમાં દાખલ થવા દીધા. આજ માણેકઠારી પુનમનો શુભ દીવસ હતો, સુર્યનારાયણ પોતાના નીત્યના નીયમ પ્રમાણે પુર્વ દીશામાં પ્રકાશી રહ્યો. આખા નગરના લોક આજ પુર્ણ ઉત્સાહમાં હતા; ફકત પ્રધાન કૃષ્ણરાયના ઘરમાં આજ આનંદ જણાતો ન હતો પ્રધાનપત્ની પોતાના જેષ્ટ પુત્રને કહે છે. સાગર, રાજાજીના મહેલે ખબર આપો કે પ્રધાનજી હજુ આજ વાગી ગયા- છતાં એ ઘેર

આવ્યા નથી. રાત્રીના આઠ વાગ્યાથી ગયા છે, ત્યારથી તેઓ આવી ગયા નથી તેમજ કાંઇ સમાચાર પણ કહેવરાવ્યા નથી. શું તેમને કયાંઇ પરગામ જરૂરના કામ પ્રસંગે મોકલ્યા છે, કે આજ રાજ્ય મહેલમાંજ રહ્યા છે, કે શાથી તેઓ હજુ સુધી આવી શકયા નથી. સાગર પોતાની માને કાંઇક આશ્વાસન આપતો કહે છે કે, માજી મારા પિતા નક્કી જરૂરના કામમાં રોકાઇ ગયા હશે તોજ તેમનાથી નહિ આવી શકાયું હોય; માજી ફીકર ન કરો. હમણાંજ હું રાજાજીને ત્યાં જઇ ખબર આપુ છું. આ પ્રમાણે કહી સાગર રાજ્યમંદીરે આવ્યો; રાજાને હીંડોળા ખાતો જોયો; અને તેની પાસે જઇ પ્રણામ કરી વિનયથી બોલ્યો, મહારાજ, હજુ મારા પિતાશ્રી ઘર તરફ સીધાવ્યા નથી તેનું કારણ શું હશે આપે કાંઇ તેમને બહાર ગામ જવાનો હુકમ આપ્યો છે કે તેઓશ્રી કાંઇ અગત્યના કામકાજમાં ગુંથાયા છે? રાજા પ્રધાનના પુત્રની આવી વાત સાંભળતાંજ ચકીત થયો અને સાગર તરફ જોઈ કહે છે, દીકરા સાગર પ્રધાનજી રાત્રીએજ બાર વાગ્યા પહેલાં ઘેર આવવાજ જોઇએ. કદી નગર બહાર રહેવાનું થયું હોય તથાપી સવારમાં પણ તે આવ્યા વગર રહે નહિ. મારી તરફથી તેમને કાંઈ હુકમ પત્ર આપવામાં આવ્યું નથી. સાગર, આમાં કાંઇ ભેદ માલુમ પડે છે, તો પણ તું ગભરાઇશ નહિ, હું આ બાબતનો હમણાંને હમણાંજ તપાસ કરૂં છું. રાત્રે મેળામાં નક્કી કાંઇ તોફાન થયું હોવું જોઇએ, અને તેઓ તેના તપાસમાં રોકાયા હોય અને કાંઇ દુર જવાનું થયું હોય તેમ સંભવે છે. દીકરા, તું ઘેર જા, તારી માતાને આશ્વાસન આપ, અને આમાં કાંઇ દીલગીર થવાનું નથી. ભાળ કરી તે કયાં છે તથા શા કામમાં રોકાયા છે તેની તપાસ માટે

માણુસો દોડાવું છું. સાગરના ઘેર ગયા પછી રાજા આ બાબતના વીચાર કરવા મંડ્યા. પછી તેણે શહેરના ફોજદારને બોલાવ્યો અને તેને પ્રધાનજીની તપાસનું કામ સોંપ્યું અને જેમ બને તેમ જલદી ખબર લાવો એવો હુકમ આપ્યો. વાંચનાર હવે થોડીવાર તારૂં ધ્યાન પેલી અબળા તરફ દોર. પ્રધાનજીના શહેરના દરવાજામાં મુકયા પછી તે સ્ત્રી બે વીશ્વાસુ સીપાઇઓની સાથે પોતાને ઘેર ગઇ. તેણી ઉંચા તેમજ વસ્તારી કુટુંબની હતી એટલે ઘર આગળ પણ તેના માટે તેનાં સાસુ સસરો વીગેરે ઘણીજ વાટ જોઇ રહ્યા હતાં આ સ્ત્રી રાત્રીના લગભગ એકાદ વાગ્યે ઘેર પહોંચી, તેને દેખતાંજ તેની સાસુ એકદમ ફફાળી બોલી ઉઠી, બેટા ચંદીવહુ અત્યાર સુધી કયમ મોડું થયું, માર્ગ ભુલી હતી ચંદીથી કાંઈ બોલી શકાયું નહિ બોલવા ગઈ એટલે તેનાથી રડી પડાયું. પેલા સિપાઈઓ પેલી સ્ત્રીના સસરાને "સલુકચંદ શેઠ, રજા લઇએ છીએ; તમારાં વહુના દાગીના વિગેરે સંભાળી લેજો. અમે ફક્ત પ્રધાનજીની સુપરતથી દરવાજાથી અહીં મુકવા આવ્યા છીએ, તે પહેલાંની વાત તે જાણતાં હશે. શેઠ જઇએ છીએ." (સિપાઇઓ ગયા.) સલુકચંદ શેઠનાં ઘરનાં રાત્રીએતો "સવારમાં તપાસ કરીશું," એમ કરી હવે રાત્રી વીતી જવા આવી હતી એટલે સુઇ ગયાં. પ્રાત:કાળ થયો. ધીમે ધીમે સઉ ઉઠવા લાગ્યાં. લક્ષ્મીબાઈ સાસુએ તેમનાં વહુ ચંદી પાસેથી રાતની સહુ વાત જાણી લીધી; લક્ષ્મીબાઈ પાસેથી તે વાત સલુકશા પાસે ગઈ અને સલુકશાએ તે વાત શહેરના મહાજનને કરવાનો ઠરાવ કર્યો જમી રહ્યા પછી શેઠે મહાજનમાં વાત કરી કહે છે. "આજ અમારા ઘરનો વારો તો ભાઈ કાલ તમારા ઘરનો વારો આવશે. આટઆટલા બંદોબસ્તમાં એ લાકડા લોકો મેળામાં આવવા પામે છે અને લોકોના ઘરની સ્ત્રીઓની આબરૂ

પર હાથ નાંખે છે. ચાલો સઉ રાજાના દરબારમાં ને આ વાત તેમને જાહેર કરીએ. પછી વાણીઆઓના પંચે એક મોટી અરજી લખી કાઢી અને રાજાને આપવાને દરબારમાં ચાલ્યા. રાજા દરબાર ભરી બેઠા છે, ગઇ કાલના મેળામાં પોલીસ અમલદારોએ તથા પોલીસ ફોજે શો, કેવો અને કેટલા જાપતાથી બંદોબસ્ત કરાવ્યો હતો તે સંબંધી પુછપરછ કરતો હતો એટલામાં વાણીયાના મહાજનનું ટોળું અરજી લઇ આવ્યું રાજાએ અરજી વાંચી, પોતે આ વાત જાણી અતિશય ઉદાસ થયો, અને પછી તે અરજી શહેરના વડા ફોજદાર સાહેબને આપી. રાજા લગાર ક્રોધ કરી બોલ્યો:— "સરદારખાનજી હજુ આ નગર એવા દુષ્ટોના ત્રાસમાંથી છુટયું નથી; તમે શો બંદોબસ્ત રાખો છો? આ ચોરો આ હરામખોરો શું પારકી હદમાંથી આવ્યા છે? જાઓ એકદમ તપાસ કરો અને સરકોટવાળને પુછો કે સવારમાં સઉથી પહેલાં જુદાજુદા દરવાજાઓથી નગરમાં કોણ દાખલ થયું હતું? તથા શહેર બહારનાં પરાંઓમાં જઇ ત્યાંથી ખબર મેળવો કે ગઈ કાલ રાત્રે કોને ત્યાં મ્હેમાન હતા? અને તેઓ હમણાં કયાં ગયા છે? આ હુકમનો જલદીથી અમલ કરો અને તમારે તમારી તપાસ માટે જેટલી પોલીસ જોઇએ તેટલી લઇ સત્વરે ઉપડો. (પંચ તરફ જોઇ કહેછે) શેઠીઆઓ તમારે નીરાશ થવાનું કારણ નથી; આવા ગુન્હાની તપાસ જેમ બને તેમ જલદીજ થશે અને તમને જયાં સુધી વ્યાજબી ન્યાય નહિ મળે ત્યાં સુધી આ હરીચંદ્રને જંપ વળવાનો નથી. આવા ગુન્હામાં હું કોઇની પણ શરમ રાખવાનો તથા દયા બતાવવાનો નથી. મારો કુંવર હશે તોએ તે સટકી જવા પામશે નહિ. પ્રભુ શું હજુ એવા નરાધમો મારા નગરમાં વાસ કરી

રહ્યા છે? હર, હર, શીવ, શીવ! હરીચંદ્ર હજુ પુર્ણ ન્યાયી, પુર્ણ પરાક્રમી નથી; બસ આ વખતે એના નીચ દુષ્ટો જો પકડાય તો તેમનું જડમુળ કાઢી નાંખું. મારા રાજ્યમાં દારૂડીયા, જુગારી તથા અનીતીમાન સખસો નાજ રહેવા જોઇએ." આ પ્રમાણે રાજાએ લાંબુ ભાષણ કરી, મ્હાજનના શેઠીયાઓ જે ઉકળતા અંતઃકરણે આવ્યા હતા તેમને શાંત પાડ્યા અને ધીરજ આપી તથા ફોજદાર વીગેરેઓને ખાતરી કરી આપી કે આ વખતે તેમના બંદોબસ્તમાં મોટી કસુર આવી છે અને જો આ ગુન્હાનો પત્તો તાકીદે તથા ચોક્કસ રીતે નહિ મેળવી આપે તો ભારે શિક્ષા કરશે.

આ દિવસ પુરો થયો; બીજો દિવસ થયો. કૃષ્ણરાયના ગુમ થયા સંબંધની તથા ચંદીહપુર નીચ હુમલો થયેલો તે બાબતની તપાસ ઝપાટાબંધ ચાલવા લાગી. રાજ્યના સઘળા અમલદારો ગુન્હાનો પત્તો મેળવવામાં અતિશય મહેનત કરવા લાગ્યા. પૂર્વ દિશાનો ફતેહપુરી દરવાજો ઉઘડ્યો કે તરતજ તેમાં ફતેપુરનો પોલીસ પટેલ, મુખી, ગામનો મુખ્ય વૈદ તથા કેટલાક માણસોએ ખાટલામાં એક મડદુ નાખેલું અને ઉચકી ચાલતા તે તથા બીજા કેટલાક સીપાઈઓ, ભીલો વીગેરે રાવણું દાખલ થયું. કોટવાળ આ સઘળું જોઇ ચમક્યો. પોલીસ પટેલ સાથેની થોડીક ઇશારતથી થયેલી વાતચિતથી મર્મ સમજી ગયો. રાવણું રાજમંદીર તરફ ચાલી, ત્યાં આવી પહોંચ્યું. છેક હજુરમાં લેઇ જઇ આ મડદા સંબંધી પંચાયત કરવાની હતી. તેથી તેઓ સઉ ખુદ રાજા પાસે ગયા. રાજાએ શાંત મનથી સર્વે જોયું. પોલીસપટેલ અને મુખીની જુબાનીઓથી સર્વ હકીકત જાણી લીધી. પ્રધાન કૃષ્ણરાયનું આ પ્રમાણે ઠંડા લોહીમાં ખુન થએલું જાણી અતિશય દીલગીર થયો (ખાનગી રીતે

અંતઃપુરમાં તથા પ્રધાનજીને ત્યાં શોકસમાચાર કહેવરાવ્યા) મહાજનની અરજી સબંધના કેસને અને આ બનાવને સંબંધ હોવોજ જોઇએ એમ અનુમાન કર્યું. જુદીજુદી જગાઓથી ખબરો આવેશે ત્યારે કેસ ચલાવીશું એમ કહી પોલીસ પટેલને તે શબ પ્રધાનજીનાં ઘરનાંને મોકલવા સુચવ્યું. ધીમેધીમે બાતમીઓ આવવા લાગી. એક જમાદાર ખબર લાવ્યો કે ગણેશઆરાવાળા દરવાજેથી સવારમાં પહેલાં નગરમાં કુંવર દાખલ થયા હતા. એક અમલદાર ખબર લાવ્યો કે રાજાની વાડીનો માળી શીવો ભીલ તેના કુટુંબને લઈ કયાંઇ નાશી ગયો છે અને બાગમાં કોઇ માળીજ નથી. ત્રીજી તરફથી ખબર આવી કે માતાનો પુજારી નારણ ભટ્ટ ગઇ કાલ રાત સુધી ડાહ્યો હતો અને આજ ઓચિંતો ગાંડો થઇ ગયો છે. ફોજદાર ખબર લાવ્યા કે નદીની સામે કીનારેનાં ગામડાં રણુજ, કસાવલી, રાજપુર વીગેરેના મુખીઓ એમ જણાવે છે કે પ્રધાનજી રાતના અગીઆર વાગે અમારાં ગામડાંની તપાસ લેઇ ગયા હતા. ગણેશઆરા આગળ દરવાજાના કોટવાળની તથા ત્યાંની ગેટના સીપાઇઓની જુબાનીઓ એમ થઇ કે જે વાણીયણનો કેસ આવ્યો છે તેને પ્રધાનજી દરવાજા બહારથી ત્યાં રાતે બારેકના શુમારે મુકી ગયા હતા અને પછી તેઓ નદીની કીનારેની સડકે માતાના મંદીર તરફ પુરજોસમાં ઘોડો દોડાવતા ગયા હતા.

આવી રીતે દરેક તરફથી વીગતો આવી. રાજાએ ખાનગી દરેકની જુબાનીઓ લેઇ, તેપર વીચાર કરવા લાગ્યા. કેસમાં જેમનાં નામ આવ્યાં તે સખસોપર પણ સમનો (હુકમપત્રો) કઢવામાં આવ્યાં. કુંવરને હજુરમાં તેડાવવામાં આવ્યો; નારણ ભટ્ટને પકડી મંગાવવામાં આવ્યો. તેની તપાસ કરતાં, તેને ધમકાવતાં, શીક્ષા કરતાં,

તેનું પોગળ નીકળ્યું. હરામખોર, આ ગુન્હામાં નામ આવશે અને તેમાં સાચુ બોલવું પડશે એમ ધારી ખોટું ગાંડપણ લેઇ બેઠો હતો. શક પડતા માણસોને કાચી જેલમાં નાંખવામાં આવ્યા; કુંવરને મ્હેલમાંથી રાજાની પરવાનગી વગર બ્હાર ના નીકળવું તેમજ તેમાં કોઇને પેસવા ના દેવો એવો સખત હુકમ કર્યો. તે દિવસની આખી રાત રાજાએ આ કેસ ઉપર વિચાર કરવા માંડ્યા. રાણીજીને વાત કરી કે તમારા સદેવંત તેમાં સપડાયા છે. કુંવર ઉપરની પોતાની મમતાને લીધે રાજાને ઘણું ઓછું આવી ગયું. રાણી આગળ કહેવા લાગ્યો-"અરે સદેવંત આવાં નીચ કામોમાં પોતાનો હાથ ઘાલશે એ કદી સંભવીત ન્હોતું. કોઇ દુષ્ટોની સોબતથીજ આ બગડ્યો છે, અને આજે આમ ફસાઇ પડ્યો છે. હરીચંદ્રને પેટે સદેવંત આવો નાજ સંભવે. શું મારા કુંવરેજ મને આમ છેતર્યો, તેણે મારા હુકમનો ભંગ કર્યો તો પ્રજા મારા હુકમને કયમ માનશે. કુંવરનો પક્ષપાત કરી ખોટો ન્યાય આપું તો પછી પ્રજા મારામાં વિશ્વાસ કયમ રાખે. અન્યાય કરવો તેના કરતાં રાજ્ય છોડવું બ્હેતર છે. મારાથી પક્ષપાત નહિ થાય, કુંવર જો પોતે ગુન્હામાં સામેલ હશે તો તેણે શિક્ષા ખમવીજ પડશે. ન્યાયાસન પર બેસીસ ત્યારે સદેવંતના બાપ તરીખે ન્યાય નહિ અપાય. (રાણીજી તરફ જોઈ કહે છે) રાણીજી તમારા આગ્રહ નહિ મનાય, તમારા કુંવર પર હવે તો દયા નહિ કરાય, કુમાર કુળાંગાર પાકયો છે, તેણે દારૂનાં વ્યસન કરી શુદ્ધ ક્ષત્રીય જાતીને લજાવી છે, સારી સાત પ્હેડીયોને ડુબાવી છે. તેની નસોમાં વ્હેતું પવીત્ર ક્ષત્રીય લોહી દારૂના પ્રતાપથી બળી જઇ નાશ પામ્યું છે; અરે તેના મનમાંથી રાજ્યકુળનું અભિમાન દારૂના નીચ વ્યસનથી જતું રહ્યું છે". આ પ્રમાણે રાજા પોતાની રાણી આ-

ન્મુખ પુત્રનાં દુરાચરણુ બાબત બળાપો કરતો હતો અને એ વિચારોથી તેનું માથું ભમી ગયું અને તેથી નીંદ્રા આવવાથી શાંત થઇ નીંદ્રા વશ થઇ ગયો.

---

## પ્રકરણુ ૪ થું.

---

જે કેસમાં પ્રધાનનું ખુન, શહેરના આગળ પડતા શેઠની વહુઆરૂની આબરૂ ઉપર ત્રાપ, અને રાજાના ખાસ હુકમનો ભંગ એવા ગંભીર ગુન્હાઓ જોડાયા હતા તે કેસની પોતાની ન્યાયપુર્વક તપાસ થઇ શકશે નહિ, એમ ધારી હરીચંદ્ર ભુપાળે વિજયનગર રાજ્યના મુખ્ય ન્યાયાધિશ બીપીન બાબુને તે રાજ્યના મહારાજશ્રીની મારફત તેડાવ્યા. બીપીન બાબુ ભદ્રાવતીમાં પધાર્યા ત્યારે તેમને રાજવી ઠાઠથી માન આપવામાં આવ્યું. જ્યારે દરબાર ભરાયો ત્યારે ન્યાય મંત્રીશ્વર પધાર્યા અને તેમના સન્મુખ દરેક ગુનેગારને, સાથીઓને તથા કેસની તપાસ કરનાર રાજ્યના અમલદારોને ઉભા કરવામાં આવ્યા. ઇંદ્રસભામાં જેમ ઇંદ્ર શોભે તેમ મહાત્મા બીપીન બાબુ તેમના જ્ઞાનની તથા નીતિની મહત્તાથી પ્રકાશતા હતા. આ દરમીયાન રાજ્યકુંવરની દોસ્તી કરનાર પેલા છેલબટાઉઓ સહુ પકાઇ ગયા હતા. શીવા ભીલને છેક વાડાશીનોરની હદમાંથી પકડવામાં આવ્યો. કેસનું શું પરીણામ આવે છે તે જોવાને શહેરના અસંખ્યાબંધ લોકો કચેરી તરફ આવતા જતા હતા. વળી અદાલતનું મકાન લોકોની ઠઠથી

ચીકાર ભરાઇ ગયું. પ્રીપીન બાબુએ નીચે પ્રમાણે મુકદ્દમો ચલાવો શરૂ કર્યો.

બાબુ—(કુંવરની જુબાની શરૂ થઇ.) કુંવર તમે ચૌદશની રાત્રીએ શહેર બ્હાર માતામાં તથા વાડીમાં ગયા હતા કે?

કુંવર—જી હા. અમે કેટલાક દોસ્તોએ માતાના મકાનમાં ઉજાણી કાઢી હતી.

બાબુ—ઉજાણીમાં કોણ કોણ હતા; ઉજાણી ક્યારે પુરી થઇ?

કુંવર—જી. એક હું પોતે, નારણ ભઇડો, નરોતમ કાછીઓ, શીવો ભીલ વાડીવાળો માળી, હાજી તથા પીરભાઇ સાબુવાળો. સાહેબ, ઉજાણી બાર વાગ્યા પહેલાં પુરી થઇ હતી.

બાબુ—વારૂ તમે તે રાત્રીએ કોઇ સ્થળે કૃષ્નરાયને દીઠા હતા; માતામાં કૃષ્નરાય આવ્યાતા તે ખરી વાત; પેલી સ્ત્રીને તમો ઓળખો છો?

કુંવર—અમે કૃષ્નરાયને ચૌદશના દીવસે સાંજના વખત પછી દીઠા નથી; માતામાં અમે ત્યાં હતા ત્યાં સુધીમાં તો આવ્યા નહત એમ લાગે છે.

બાબુ—તમે જાવ. કોટવાળ મેધાજી સુંદરજી.

મેધાજી—જી. હું પોતે હાથીવાળા દરવાજાનો કોટવાળ હું છું સાહેબ.

બાબુ—તમારાવાળા દરવાજે થૈ કુંવર કેટલા વાગે નગરમાં આવ્યા હતા, તે એકલા હતા કે તેમની સાથે કોઇ હતું?

મેધાજી—જી, કુંવર પરોડીએ ચાર વાગ્યાને સુમારે શહેરમાં તેમની સાથે એક મુસલમાન બીબ્રને લેઇ દાખલ થયા હતા.

બાબુ—જાવ. હવે હાજી, પીરૂ, નરોતમ તથા નારણ એ ગુન્હેગારોને લાવો.

(ઉપલા ગુનેગારો પાંજરામાં દાખલ થાય છે.)

બાબુ—હું જે સવાલો કરૂં, તેમાં જે વધારે વાત જાણતો હોય તેણે કહેવી; બીજાઓએ તે વાત ખરી હોય તો હા કહેવી તથા ખોટી હોય તો ખોટી છે એમ જણાવી પે તે ખરી કહેવી. ચાલો, કૃષ્નરાયનું ખુન માતામાં થયું હતું તે વાત ખરી છે કે, આ તીર કોનું છે, આ ફાળીયાં તમારામાંથી કોનાં કોનાં છે. પેલી બાઇને તમે કોઈ ઓળખી શકો છો.

નારણ—હા સાબ, ફળીયામાંથી પેલું એક મારૂં પંચીયું છે તથા બીજો રંગ ઉતરેલો ફેંટો છે તે પીરૂનો ફેંટો છે. પેલી વાણીયણતો સલકશાના દીકરાનાં વહુ હોય એમ લાગે છે.

હાજી—જી, કૃષ્નરાયને નદીમાં ફેંકયા ત્યારે ત્યાં હું નહતો; નરોત્તમ, પીરૂ અને નારણ એટલાજ પાછળની ભેખડો ઉપર ગયા હતા.

પીરૂ—જી, પેલું ફાળીયું મારૂં નથી, હાજી એ અને મેં તે દીવસે એકજ જાતના ફેંટા બાંધ્યા હતા, આ ફેંટો હાજીનો હોય એમ જણાય છે. મડદાને નદીમાં નાંખવાનો ગુનોહ હું કબુલ થાઉં છું સાહેબ.

બાબુ—તીર કોણે માર્યું, શા માટે માર્યું?

નારણ—જી, શીવાએ માર્યું, કુંવરે કહ્યું કે શીવા, ઉ...ઉ..ઝાપટ ત્યારેજ માર્યુંતું બીચારાએ.

ચીકનીસ—ભઇડા લગાર વિનયથી બોલતાં શીખ.

પીરૂ—જી, નારણની વાત બરાબર છે.

બાબુ—ચીકનીસ સીવાને બોલાવો.

(શીવો હાથ કડી થયેલો પાંજરામાં પેસે છે.)

શીવા જેલા તારૂં નામ, આ તીર તારૂં છે?

શીવો—જી હા. તીર મારૂં છે; કુંવરના કહેવાથી મેં માર્યું હતું; કુંવરે અણીનો પ્રસંગ આવ્યો જણાવ્યો હતો.

બાબુ—પેલી સ્ત્રીને તું ઓળખે છે.

શીવો—જી. હા. વાડીમાં રોજ ફરવા આવતાં એટલું ઓળખું; બાકી નામ ઠામની ખબર નથી. સાબ, મારી બાયડી ઓળખતી હશે.

બાબુ—ચીકનીસ આ સઉની જુબાની પુરી થઇ છે. બાઇ ચંદી, ઉગરચંદ મલુકચંદની ઓરત; એમને તેડાવો.

(આ બાઇને પડદામાં ઉભી રાખવામાં આવી. તેની જુબાની ચીકનીસે તથા બીપીન બાબુએ ખાનગી રીતે લીધી. તેની જુબાની પરથી સર્વ ખરી હકીકત માલૂમ પડી આવી પણ ન્યાયાધીશને તેની વાત પણ કદાચ ખોટી હોય તેમ સંદેહ થયો. ત્યાર પછી કેટલાક બીજા અમલદારોની જુબાની લેવાઇ; છેવટે ફતેપુરના મુખીનો જુબાની આપવાનો વારો આવ્યો.

બાબુ—તમે રાયમલ્લ જેશંગના બાપ છો? ગામનું મુખીપણું તમારા હાથમાં કયારથી છે? નદીના કીનારાપર શબ જોતાં તે ઓળખી શકયા હતા.

મુખી—જી હા રાયમલ્લ તે મારો દીકરો; તે સવારમાં નદીએ ન્હાવા ગયો હશે તથા ઘેડાને નવરાવવા ગયો હશે. ત્યાં તેણે હાવેગી મડદુ આવતું જોઈ, કોઇક સારા આદમીનું મડદું ભાળતાં બહાર ખેંચી કાઢયું અને પછી મને ઘોડું લઇ તેડવા આવ્યો, તે પછી હું તરતજ ત્યાં ગયો હતો. મેં તો મડદું

ના ઓળખ્યું, પણ ચોરામાં લાવ્યા ત્યારે પોલીસ પટેલે ઝડપ લઈને ઓળખી કાઢયું તું. સાબ, આજકાલ હું તો જન્મારાથી આ ગામનું મુખીપણું કરતો આવ્યો છું.

બીપીન બાબુ—ઉપર પ્રમાણે મુકરદમો ચલાવી દરેકની જુબાનીઓ, શાક્ષીઓ લઈ, પંચાયતનામાઓ વાંચી પોતાની ઓરડીમાં તે ઉપર વિચાર કરવા તથા શો ન્યાય તારવી કાઢવો તે નકી કરવા ગયા. એક કલાક પછી તેમણે નીચે પ્રમાણે લખેલું શાસન પત્ર ચીકનીસના હાથમાં આપ્યું તે તેણે સર્વ ગુન્હેગરો, અમલદારો, મહાજન તથા જોવા આવનારાઓ સમક્ષ વાંચી સંભળાવ્યું.

કુંવર સદેવંત ઉપર ચાર ગુના સાબીત થાય છે, રાજ્યનો હુકમભંગ, ખુનમાં હાથ, સ્ત્રીની આબરૂ લેવામાં સામેલ, તથા ખોટી જુબાની આપવાનો. તેમના સઘળા ગુન્હા ધ્યાનમાં લઇ તથા તેનો સીધો હાથ નથી, પણ સોબતીઓના કહેવાથીજ આવા કામમાં ઉતર્યો છે તે સર્વ વિચારવામાં આવ્યું છે. હું તેમને બાર વરસના દેશનિકાલની સજા કરૂં છું.

હાજી ઉપર, કુંવરને રાજાનો હુકમ ભંગ કરવાને ઉશ્કેરવાનું, સ્ત્રીની આબરૂ લેવામાં શરૂઆત કરવાનું તથા ખુનમાં સામેલ થવાનો એ આરોપ આવે છે. તેને ગરીબ માણસ સમજી, તેના કુટુંબની સ્થીતી ઉપર ધ્યાન આપી ૧૦ વરસના સખત કેદખાનાની સજા કરવામાં આવે છે. પીરૂ અને નારણને જન્મપર્યંતના કેદખાનાની સજા ફરમાવવામાં આવેછે. " નરોતમ કાછીઆનો રૂ.૧૦૦૦ દંડ અને દંડ ના આપે તો ત્રણ વરસના સખત કેદખાનાની સજા ભોગવે. શીવા ભીલે પોતે ખુન કર્યું છે, તથા

રાજાનો નોકર હોઈ કુંવરને તેની નીચ વૃત્તિઓ પુરી પાડવામાં સ્હાય કરવામાં માટે, તથા તેની સ્ત્રી શ્યામલીએ બાઈ ચંદીને નદી કીનારે અવળો રસ્તો બતાવી આખરે ફસાવી તે સઉ ધ્યાનમાં લઇ દેહાંત દંડની શીક્ષા કરવામાં આવે છે. અને જેમ બને તેમ આ ગુન્હેગારને જલદીથી તેની શીક્ષાનો ભોગ કરવો. રાજ્યમાં આવા લુણહરામ નોકરો રાખવા વ્યાજબી નથી.

ઉપર પ્રમાણે શાસનપત્ર વંચાઇ રહ્યું. ગુન્હેગારોનાં મ્હોઢાં કાળાં પડી ગયાં, કુંવર ઝંખવાણો પડી ગયો, નારણ પોતાની કેડોમાં ચુંટીઓ દેવા લાગ્યો, કાછીઓ પોતાના કાનની બુટો પકડવા લાગ્યો તથા હાજી નીચું જોઈ લગાર હસતો તથા મુછો આમળતો જણાયો. બાપીનબાબુએ જે ન્યાય તોળ્યો તેથી મ્હાજન તથા દરબારના દરબારીઓ સંતોષ પામ્યા. અમલદારો પણ હરખાયા અને ફુલાયા. કુંવર હાજી અને નરોતમ ભણી તીરસ્કાર ભરી નજર નાંખવા લાગ્યો; તથા રાજા કુંવર ભણી જોઇ નીશાસા નાંખવા લાગ્યો. કચેરી બરખાસ્ત થઇ ગઇ, સઉ વેરાઇ ગયું.

હવે બીજે દીવસે કુંવરને દરબાર વચ્ચે દેશનિકાલ નીકળવા કાળો પોશાક અને કાળો ઘોડો આપવામાં આવ્યો તે સમયે કુંવરે સૌથી છુટા પડતાં નીચેનું ભાષણ કર્યું.

"મુરબ્બીઓ આજે મારા પાપનો ઘડો ભરાઇ ફુટી ગયો છે. મેં અઘોર પાપ કર્યાં છે, દારૂડીઆઓની સંગત કરી મેં દારૂ પીવાની ટેવ પાડી તેથી મારે આજ આ દુઃખના દહાડા જોવાના આવ્યા છે. જો કદી મેં હાજી અને પીરૂ એ દુષ્ટોની સોબત ના કરી હોત તો મને દારૂ પીવાનું મન ના થાત અને દારૂના ઘેનમાં જે મેં ઘોર પાપ કર્યાં છે તે ના કરી શકત. ભાઇઓ દારૂનું

વ્યસન માણુસની પાયમાલી કરી નાંખે છે તે મારા દાખલાથીજ સાબીત છે. દારૂના વ્યસને મારી રાજ્યગાદી છોડાવી છે, અરે તેના લીધે મારે મારાં વ્હાલાં માતપિતાથી દુર જવું પડે છે, અને દારૂના ખુરા વ્યસનથી મારે પરદેશમાં ભટકવાનો વારો આવ્યો છે. દારૂના વ્યસનથી મારા શરીરની, મારી સ્હાયબીની, મારી આબરૂની જો આવી પાયમાલી થશે એવું આગળથી જાણતો હોય તો એ દારૂ રૂપી ઝેરને કદી પણ મારા શરીરમાં પેસવા ના દેત." આટલું બોલી કુંવર બંધ પડ્યો પછી; રાજ્યગૃહ બ્હાર જઇ પોતાના ઘેડા ઉપર અશ્વાર થઇ નગર બ્હાર સીધો ચાલ્યો ગયો. સાંજનો વખત થયો અને બરાબર પા। વાગ્યાના સુમારે શીવા ભીલને ફાંસીના માંચડે લટકાવવામાં આવ્યો. છેવટના વખતે તેણે પોતાનાં કૃત્યનો પ્રસ્તાવો કરી જોવા ઉભેલા લોકો તરફ નજર ફેરવી આ પ્રમાણે ભાષણ કર્યું "ભાઇઓ આજથી હું હવે આ દુનિયાનો ત્યાગ કરી બીજી દુનિયામાં જાઉં છું; રાજાના કુંવરની ખુશામત તથા ઓળખાણ ન કરી હોત તો સારૂં થાત. દારૂડીયાની સોબતનો લાભ મને આવો મળે છે. દારૂના ઘેનમાં મને એમ માલૂમ ના પડ્યું કે આ લોકો મને તેમનો સ્વાર્થ સાધવા ખોટી રીતે ચઢાવે છે; દારૂના વ્યસનથી મારી બુદ્ધિ નાશ પામી હતી તેથી મને સુઝયું નહિ કે હું આ વિશ્વાસઘાત કરૂં છું, રાજ્યદ્રોહ કરૂં છું તથા પ્રધાનજી જેવા દેવ નરનું ખુન કરવા ઉભો થયો છું. અરરર આ સઘળું દારૂના વ્યસનથીજ. હાય હાય દારૂ જેના ઘરમાં પેસે છે તેનું કેવી રીતે ખેદાનમેદાન થઇ જાય છે, પરમેશ્વર તેં તારી આવી સરસ રચનામાં દારૂ શા માટે પેદા કર્યો છે. જે લોકો દારૂ બનાવતા હોય તેમને મારી તરફથી ધીટકાર હોજો. હું અરીણ

ખાતો તો ને તેમાંથી પેલા કુંવરની સોબતે આ "શીશો પીતાં શીખ્યો કે જેથી આજ શીર ખોવાનો વારો આવ્યો." આખરે શીવાને ફાંસી દેવામાં આવી. બીજા ગુનેગારોને તેમને સજા થઇ હતી તે પ્રમાણે શીક્ષા ભોગવવા મોકલવામાં આવ્યા.

મારા વ્હાલા વાંચનાર હવે નીચે પ્રમાણે મારી તમારી પાસે યાચના છે.

—o✱o—

## હરિગીત.

ભારત તણા વતની તમે, આ અરજ નિજ ઉરમાં ધરો;
નથિ યોગ્ય તેમ છતાં સુરાનું, પાન શા માટે કરો?
મધુપાનના કરનારની, હાલત નિહાળો નેત્રથી;
આ જગત્માં દુખરૂપ વસ્તુ, દારૂ સમ બીજી નથી.
ચંચળ કરે ચિત ચતુરનું, પ્રેરાય અવળા કાર્યમાં;
લત મદ્ય પીવાની બુરી, ઘટતી નથી લવ આર્યમાં;
જેની દશા વિફરી હશે, તે મદ્ય પીશે નેહથી;
આ જગત્માં દુખરૂપ વસ્તુ, દારૂ સમ બીજી નથી.
મધુપાનમાં શી છે મજા! શું લાભ સમજો છો તમે?
વિપરસ તણી પ્યાલી ભરી, મુખ માંડવી કોને ગમે?
જે દુરાચરણી હોય તે, રાજી થવાનો મદ્યથી;
આ જગત્માં દુખરૂપ વસ્તુ, દારૂ સમ બીજી નથી.
દારૂ પદારથ કુદરતી, ગણશો નહીં દિલમાં જરા;

પાયા વગરનિ દલિલ છે, વચનો ન યુવકોનાં ખરાં;
તૈયાર એ મળતો નથી, માણુસ બનાવે યંત્રથી;
આ જગતમાં દુખરૂપ વસ્તુ, દારૂ સમ બીજી નથી.
દારૂ નથી પચતો પછી, પાચક ઠરાવો શું મુખે ?
બાળે રૂધિર આ દેહનું, શું તોય પાન કરો સુખે !
અપચો અને આળસ વધે, ચકરી ચડે છે ચોટથી;
આ જગતમાં દુખરૂપ વસ્તુ, દારૂ સમ બીજી નથી.
મધુપાનની લગની તજો, કુળ આબરૂ હરનાર છે;
ભવનાવ રૂપી અંગને, એ અબળ પણુ કરનાર છે;
ઈચ્છો તમે નિકળી જવા, શું આર્યના આચારથી ?
આ જગતમાં દુખરૂપ વસ્તુ, દારૂ સમ બીજી નથી.
શું મોહ મિથ્યા મન ધરો, થઇ શેઠ શઠ શાને બનો ?
ત્રણુ તાપ વધશે ત્યમ થશે, ભડકો કુલેજે દાહનો;
ધરિ સુજનતા ચેતો હવે, નહિ તો પિડાશો દંભથી;
આ જગતમાં દુખરૂપ વસ્તુ દારૂસમ બીજી નથી.
માનવ છતાં મધુપાનથી, પશુ વર્ગમાં શાને ભળો ?
કાં નીચના ઉપદેશથી, કારણુ વિના ચિત્તે ચળો ?
જે અધમ છે તે દારૂની, ધુનમાં પડે છે પ્યારથી;
આ જગતમાં દુખરૂપ વસ્તુ, દારૂસમ બીજી નથી.
અનુકરણુ જે કરવું ઘટે, તે તો તમે વિસરી ગયા;
અવિચારથી બનિ અંધ શું, અનુચિત પથે આગળ થયા !
પ્રભુ પ્રેમને મધુપાનથી, જલદી તમે ભુલી જશો;

અવતાર ઉમદા હારિસે, રે! નરકના ગામી થશે;
રાક્ષસ અને મધુપાનિમાં, સમજો તફાવત નામથી;
આ જગત્માં દુખરૂપ વસ્તુ, દારૂસમ બીજી નથી.
મર્યાદ સચવાશે નહીં, હલકા ગણાશો સર્વથા;
પાપી થવાશે પલકમાં, છે શરમ છેવટની વૃથા;
સદ્શાસ્ત્રમાં મધુંસ્પર્શની, શિક્ષા લખી દીલ સાફથી;
આ જગત્માં દુખરૂપ વસ્તુ, દારૂસમ બીજી નથી.
પી મધ રઝળે નફ્ટ, શું ગુણવાન પાન કરે કદી!
ભાષા ભણ્યાથી શું થયું! ગુણિયલ નહીં એ તો મદી;
ભાષાજ કેળવણી નથી, જો અલગ થાય વિવેકથી;
આ જગત્માં દુખરૂપ વસ્તુ, દારૂસમ બીજી નથી.
દુર્વ્યસનમાં વિદ્વાન શું, દુર્બોધથી ફસનાર છે?
ફસિ જાય તો વિદ્વાનમાં ગણના શું એની થનાર છે!
જે હોય અક્કલહીન તે, મધુપાન કરશે મોદથી;
આ જગત્માં દુખરૂપ વસ્તુ, દારૂસમ બીજી નથી.
*ત્રિય બાળકો દુખ પામશે, કુળ લાજ પણ ફીટી જશે;
વારસતણી વય મદ્યની, રે! અસરથી ઓછી થશે;
ગુણ જ્ઞાનનાં તત્વો થશે, ઝટ ન્યુન એવી ટેવથી;
આ જગત્માં દુખરૂપ વસ્તુ, દારૂસમ બીજી નથી.
મધુપાનની લતમાં પડ્યા બહુ શુદ્ર થાક ઉતારવા;

* સ્ત્રી.

અવળો પવન ક્યાંથી ફર્યો, દુખ ઠામ ઠામ વધારવા;
કોણે કહ્યું કે થાક ઉતરે, લાલ રસના વ્હાલથી;
આ જગત્માં દુખરૂપ વસ્તુ, દારૂ સમ બીજી નથી.
મજુરી કરી જુજ જર રળી, ઝટ ધાય એક દુકાનમાં;
ખરિદે ખુશીથી બાટલી, પી જાય ગટગટ તાનમાં;
પરિવારનું પોષણ પછી, ચલવી શકે શા ધ્યાનથી;
આ જગત્માં દુખરૂપ વસ્તુ, દારૂસમ બીજી નથી.
પ્રતિબંધ મધુનો પ્રથમ છે, મનુમત વિલોકો શું કહે;
યૂરોપના સાક્ષર હવે, પ્રતિબંધ કરવાને ચહે;
સાવધ થશો નહિ જો તમે, બાજી જશે તો હાથથી.
આ જગત્માં દુખરૂપ વસ્તુ, દારૂસમ બીજી નથી.
મદિરા હળાહળ ઝેર છે, દુર્દૈવનો અવતાર છે;
મદિરા પિનારા જે હશે, તે ભૂમિને પણ ભાર છે;
ધન લક્ષધા ઘસડાય છે, પરદેશમાં મધુપાનથી;
આ જગત્માં દુખરૂપ વસ્તુ, દારૂ સમ બીજી નથી.



## પદ.

ઉરમાં ધરજો ધ્યાન, વિનતી ઉરમાં ધરજો ધ્યાન;
વ્યસન વીશે જે કહી કથા તે સુણી સર્વ શુભ કાન, વિનતી.
વ્યસન થકી તો મોટા મોટા, પામ્યા અતી અમાન. વિનતી. ૧

વ્યસન દુર્ગુણ દુખનું મંદીર સળગતું સ્મશાન,
વ્યસન તણા ગુણ જે ગાએ તે નર જાણો નાદાન. વિનતી.

તમાકું ખાવા થકી તમારૂં બગડે અનજળ પાન,
હુકો તમાકુ બીડી પીવાથી થાશો ઘણા હેરાન. વિનતી ૩

ક્ષય દમ આદીક દુખો થઇને જરૂર ખોશો જાન,
નથી નથી એમાં સ્વાદ કે શુભ ફળ, નક્કી પ્રાણતણું નુકશાન. વિનતી ૪

ભાંગ પીવાની તનથી તજ જો, લાવી કાંઇ એક જ્ઞાન;
ગાંજો પીવાથી ગાંડા બનીને થશો તમે બેભાન. વિનતી ૫

વ્યસન તજીને સજવા સુધારો આપ પડો મેદાન,
વિદ્યા વ્યસનને વેગે વળગી, થાઓ આપ વિદ્વાન. વિનતી. ૬

સદ્ વિદ્યા સદ્ નિતી પ્રસારી કરો પ્રજા ગુણવાન,
પામો આ દેશ ઉન્નતી કેરો રાખો અંતર નીજ ધ્યાન. વિનતી ૭



## સમાપ્ત.

